# ૧૮૫૭ થી ૧૫મી ઑગસ્ટ



## આઝાદી આંદોલનની અનુપમ આગેકૂચ

— લે : બી. ટી. રણદિવે —

કિં. ૨ આના

પીપલ્સ પબ્લિશીંગ હાઉસ લિ. મુંબઈ

**"જ્યાં સુધી હિંદીઓ જાતે પોતાના પગ પર ઉભા થઈને અંગ્રેજોની ધુંસરીને ફેંકી નહિ દે અથવા બ્રિટનના મૂડીવાદી રાજકર્તા વર્ગને સ્થાને ત્યાંનો શ્રમજીવી વર્ગ સત્તામાં નહિ આવે ત્યાં સુધી હિંદી જનતા બ્રિટિશ મૂડીવાદીઓની અસરને લીધે ઉભાં થયેલાં નવાં તત્વોનો ફાયદો નહિ ઉઠાવી શકે."**

—કાર્લ માર્કસ (૧૮૫૩)



**આ**પણી રાષ્ટ્રીય આઝાદીના ૯૦ વર્ષના લાંબા અને વિશાળ પ્રવાહનું અવલોકન પહેલી જ નજરે એ વાત સ્પષ્ટ કરે છે કે આઝાદીનું આંદોલન અનેક અથડામણો, અનેક ભૂલ ભૂલામણીઓ અને અનેક આડ અડચણોને વટાવીને આજે આ કક્ષાએ આવી પહોંચ્યું છે.

એ વાત દીવા જેવી સાફ છે કે, રાષ્ટ્રીય આંદોલનના આદર્શો અને ધ્યેયોમાં હર તબક્કે જબરજસ્ત પલટો થતો રહ્યો છે. આઝાદીનું સ્વરૂપ અને તેના ખ્યાલો વારંવાર પલટાતા રહ્યા છે. આઝાદી અને સ્વરાજનો અર્થ સમયની સાથે સાથે જ વધુ ને વધુ સ્પષ્ટ અને નક્કર બન્યો છે.

પરંતુ રાષ્ટ્રીય આંદોલનોની આ રીતે વધતી જતી એકતાએ, તેના ફેલાવાએ અને તમામ લડાયક વર્ગોને પોતા તરફ ખેંચવાની તેની શકિતએ એવો ભ્રમ પણ ઉભો કર્યો છે કે કોંગ્રેસે ખુદ એક રાષ્ટ્રીય ચળવળ તરીકે આપમેળે જ પોતાના આદર્શો અને ધ્યેયો દરેક તબક્કે વિકસાવી આગેકૂચ કરી છે.

રાષ્ટ્રીય ચળવળના વિકાસને આ રીતે જોવામાં એક મહત્વનું સત્ય અણદીઠું જ રહી જાય છે.

**આ સત્ય એ છે કે જ્યારે જ્યારે રાષ્ટ્રીય આંદોલનમાં નવા વર્ગે પ્રવેશ કર્યો છે ત્યારે ત્યારે આઝાદી અને લોકશાહીને તેણે નવું અને વધુ ને વધુ નક્કર સ્વરૂપ આપ્યું છે. રાષ્ટ્રીય ચળવળનો વિકાસ એટલે કે લોકશાહી વિચારોની આગેકૂચ રાષ્ટ્રીય મોરચે આગળ આવતા નવા નવા વર્ગો, જનતાની જરૂરિયાતો અને તે માટેની તેની લડતોને પરિણામે થઈ છે.**

એટલું જ નહિ પણ એ લોકશાહી વિચારોની આગેકૂચ, દેશ અને કોંગ્રેસની અંદર પણ અથડામણો પછી જ થઇ છે. આ અથડામણો કોંગ્રેસની અંદરના મવાળો અને ઉદ્દામો વચ્ચે થઈ છે; તો પણ એમનું મૂળ આપણા સમાજના ચોક્કસ થરોમાં પ્રસરતી ઉદ્દામ વિચાર સરણીમાં રહેલું છે.

**૧૮૫૭ નો બળવો, જેમાં સામંતશાહી રાજાઓની આગેવાની નીચે હિંદી કિસાન જનતા અને કારીગર વર્ગના લોકોએ બ્રિટિશ સામે હથિયાર ઉપાડયાં હતાં તે, એક આથમતા યુગનું સીમાચિહ્ન બની રહે છે.**

જનતાની નેતાગીરીમાંથી હંમેશને માટે ફેંકાઇ જતી એક જૂની સામંતી સંસ્થાના અંતનું એ ચિહ્ન છે. જનતાને એ વધુ વખત દોરી શકે તેમ નહોતી; કારણ કે એ ખુદ પ્રત્યાઘાતી સંસ્થા હતી; એટલું જ નહિ પણ, એની પાસે આમ જનતાની આઝાદીનો કે લોકશાહીનો કાર્યક્રમ નહોતો. મોગલ સત્તાને ફરી સ્થાપવાનું સૂત્ર આમ જનતાનું સૂત્ર બની શકે તેમ નહોતું.

## મવાળ નેતાગીરીની શરૂઆત

**ત્યારે નવા હિંદની આકાંક્ષાઓનો પડઘો પાડવાનો સૌથી પ્રથમ પ્રયત્ન શિક્ષિત વર્ગોએ કર્યો.** આ શિક્ષિત વર્ગ બ્રિટિશ બંધારણના કાયદાઓ, બંધારણીય લોકશાસન અને રાજાશાહી આપખુદી સામે બ્રિટિશ જનતાની લડતોનો વિકૃત ઈતિહાસ ભણી ભણીને ઉભો થયો હતો. બ્રિટિશ રાજકર્તા વર્ગે જેમ પોતાના કામદાર વર્ગને ઉઠાં ભણાવ્યાં હતાં તેમ આ શિક્ષિત વર્ગના મગજમાં પણ શાંત અને બંધારણીય માર્ગે આગળ વધવાના વિચારો રેડયા હતા.

આ શિક્ષિત માણસોએ કોંગ્રેસની અંદર, બ્રિટિશ ધુંસરી છતાંય ઝડપથી વિકસી રહેલા ઉગતા મૂડીવાદી વર્ગનો પડઘો પાડયો. હિંદના ઉગતા મૂડીવાદી વર્ગનાં તાત્કાલિક હિતો અને માંગણીઓ પ્રગતિશીલ હતી; તો પણ તે સમગ્ર જનતાની આર્થિક અને રાજકીય આઝાદીની માંગણીથી કયાંયે ઓછી હતી.

કોંગ્રેસના આ શિક્ષિત આગેવાનો ઉપલા વર્ગોમાંથી આવતા હતા. એ માટે ગૌરવ લેવાતું હતું. **૧૮૮૭ ના મદ્રાસ અધિવેશનના** કોંગ્રેસ પ્રમુખ **શ્રી. બદરૂદીન તૈયબજીએ** આ હકીકત પર ભાર મૂકી જણાવ્યું હતું કે, "ધન-દોલત, જન્મ, બુધ્ધિ, કેળવણી અને હોદાઓ ધરાવતા આથી વધુ સારા પ્રતિનિધિઓ બીજે કયાં છે !"

આવી નેતાગીરીનાં આખરી કે તાત્કાલિક ધ્યેયો કયાં હોઇ શકે ?

નવા ઉગતા મૂડીવાદી વર્ગના પ્રતિનિધિઓ તરીકે તેઓ પરદેશી સરકારની સખ્ત ટીકા કરતા હતા. તેઓ હિંદની આર્થિક ગરીબાઈ માટે સરકારને દોષિત ઠરાવતા. ખર્ચાળ રાજ્યતંત્ર, બેફામ લશ્કરી ખર્ચ, નોકરશાહીના મોટા પગારો અને તેની મનસ્વી સત્તાઓ, સનદી નોકરીઓમાં

રંગભેદ વગેરે સામે તેઓ સખ્ત પ્રહારો કરતા અને કરવેરા ઓછા કરવાની માંગણી પણ કરતા. તેમનામાંના એકે તો નાના ખેડૂતોને વધતા જતા મહેસુલ-માંથી મુક્ત કરવા માટે રૈયતવારી વિભાગોમાં કાયમી જમીનદારી પ્રથા ( પરમેન્ટ સેટલમેન્ટ) દાખલ કરવાની પણ સૂચના કરી હતી. તેઓ ઔદ્યોગિક વિકાસ સામેના સરકારી વિરોધ પર યે પ્રહારો કરતા અને હિંદી ઉદ્યોગો માટે રક્ષણની માગણી કરતા.

પરંતુ, હિંદમાંના શાહીવાદી અર્થતંત્ર પરના આવા જલદ પ્રહારોની સરખામણીમાં તેમની રાજકીય માંગ ખૂબ જ વિચિત્ર લાગતી હતી. તેઓ શરૂ શરૂમાં તો ધારાસભામાં માત્ર ચૂંટણીના નિયમો દાખલ કરવાની માગણી કરતા હતા; અને પાછળથી તેમણે વરસો દરમ્યાન હપ્તે હપ્તે હિંદને સ્વશાસિત સંસ્થાનોની હરોળમાં મૂકવાની માગણી કરી હતી. આઝાદી, સ્વાતંત્ર્ય, લોકશાહી–આવા શબ્દો તેઓ ઉચ્ચારતા નહોતા એટલું જ નહિ પરંતુ તેનાથી ખચકાતા ય હતા. શરૂઆતના દિવસોમાં કોંગ્રેસમાં સ્વરાજ જેવો ય શબ્દ નહોતો તે પાછળથી નીચલા મધ્યમ વર્ગોની વધતી જતી રાજકીય જાગૃતિને લીધે દાખલ થયો હતો.

કોંગ્રેસની સ્થાપના પછી ૨૦ વરસે **બનારસમાં** પ્રમુખપદેથી બોલતાં શ્રી. **ગોપાલ કૃષ્ણ ગોખલેએ** કોંગ્રેસના સંસ્થાનિક સ્વરાજના ધ્યેયને રજૂ કરતાં નીચે પ્રમાણે કહ્યું હતું:

“સારૂં કે નરસું, પરંતુ આપણું ભાવિ ઇંગ્લાંડ સાથે જોડાયેલું છે; અને કોંગ્રેસ એ સ્પષ્ટ રીતે સમજે છે કે આપણે સામ્રાજ્યમાં રહીને જ પ્રગતિ કરીશું. વળી, એ પ્રગતિ ધીમી હશે, કારણ કે પ્રગતિના દરેક તબક્કે આપણે નાનીશી ઉમેદવારી કરીને પણ પાસ થવું જરૂરી છે. પાશ્ચાત્ય રાજકીય સંસ્થાઓ ચલાવવા માટે પૂર્વના લોકોએ વ્યવહારૂ અનુભવ અને પ્રયોગ દશામાંથી પસાર થવું જોઇએ એ વાત સાવ વ્યાજબી છે.”

**અમે સામ્રાજ્યમાં જ રહીશું; અમને થોડા તાત્કાલિક સુધારાઓ આપો અને ઔદ્યોગિક વિકાસનો માર્ગ મોકળો કરો—ઉગતા મૂડીવાદી વર્ગનું માનસ રજૂ કરતા કોંગ્રેસના બુદ્ધિમાન આગેવાનો આવી માંગણીઓ કરતા હતા. મૂડીવાદી વર્ગ પોતાની આર્થિક કમજોરીને લીધે વિશેષ આગળ જવાનું વિચારી શકતો નહોતો. આમ જનતાના ટેકા વિનાના આગેવાનો વિશેષ પ્રગતિને વાસ્તવિક અને વ્યવહારૂ જોઈ શકતા નહોતા. આમજનતાની લોકશાહી કે બ્રિટિશ ધુંસરીમાંથી છૂટવાનાં સ્વપ્નાં તેમને આવતાં નહોતાં.**

તમને કદાચ વિચિત્ર લાગશે, કોંગ્રેસના પ્રમુખ તરીકે **સુરેન્દ્રનાથ બેનરજીએ** હિંદુસ્તાનમાં કારખાનાંના કાયદાના અમલ સામે વિરોધ પુકાર્યો હતો. કામના લાંબા કલાકો કલંક સમાન હોવા છતાં યે તેમણે તે કાયદાને હિંદી મિલોને ઇંગ્લાંડ સાથે હરીફાઇ કરતી અટકાવવાનું કારસ્થાન ગણ્યું હતું !

**દેખીતુ છે કે આવા સંકુચિત આદર્શો લાંબો વખત ચાલે તેમ નહોતા. ખુદ કોંગ્રેસની અંદર લડત શરૂ થઇ. થોડા જ વખતમાં ઉદ્દામ પક્ષ ઉભો થયો. તેણે ભીખારીવેડાની નીતિ ફેંકી**

**દેવાની અને કોઈ પ્રકારના આમ દેખાવો કરવાની હાકલ ગજવી.**

૧૯૦૫ સુધીમાં હિંદ ઉપર ભયંકર દુકાળો ઉતરી ચૂકયા હતા. હિંદી જનતા ભયંકર આર્થિક હાડમારીમાંથી પસાર થઈ હતી. ઉદ્યોગ અને રેલ્વેના વિકાસે નીચલો મધ્યમ વર્ગ શહેરોમાં ઉભો થયો હતો. તેમણે પણ રાજકીય ક્ષેત્રમાં દેખા દીધી અને નવી ઉદ્દામ વિચારસરણીને રજૂ કરી. **કોંગ્રેસની અંદર આ મધ્યમવર્ગી જુવાળની આગેવાની લોકમાન્ય તિલકે લીધી.** તેણે મધ્યમ વર્ગને ઢંઢોળવાનું, સરકાર સામે પ્રહારો કરવાનું અને ભીખારીવેડાની નીતિને ફટકા મારવાનું શરૂ કર્યું. આમ છતાં તિલક જાતેજ એક ઉદ્દામ ગણાતા ઉદારમતવાદી હતા અને ઉદારમતવાદની ચાર દિવાલોમાંથી બહાર આવી શકયા નહિ.

આ નવા આવેલા જુવાળને પરિણામે એક બાજુ જમીનદારી પ્રથા સામે કિસાન હિલચાલે જોર કર્યું; ગોરા અમલદારોનાં ખૂન કરવા માટે છૂપાં ત્રાસવાદી મંડળો રચાયાં; તો બીજી બાજુ સરકાર સામે વિરોધ કરવા આમ લડતો અને દેખાવો કરવાની માંગ બુલંદ બનવા લાગી હતી. ૧૯૦૫ ના **બનારસ અધિવેશને** પરદેશી માલના બહિષ્કારની માંગને ટેકો આપ્યો–સાફ સાફ રીતે નહિ પરંતુ બંગાળના ભાગલાના વિરોધ તરીકે આ ઠરાવને એકજ વાકયમાં મૂકી દેતાં **લાલા લજપતરાયે** કહ્યું: "**અમે હવે ભીખારીઓ નથી રહ્યા.**"

આમ છતાં ય નીચલા મધ્યમ વર્ગનો ઉભરાતો જુવાળ હજી સુધી રાષ્ટ્રીય ચળવળનું ધ્યેય બદલી શકયો નહોતો. તેણે માત્ર આમ વિરોધ સિવાય વિશેષ કાંઈ કર્યું નહિ. પરંતુ ક્રાંતિકારીઓના એક નાનકડા જૂથે–જેને કોંગ્રેસની અંદર સ્થાન નહોતું અને જે છૂપી રીતે કામ કરતું હતું–બ્રિટિશોને હિંદમાંથી હાંકી કાઢવાની નીતિ અખત્યાર કરી હતી.

રાષ્ટ્રીય ચળવળની આ નબળાઈને લીધે ગાંધીજી અને તિલક સુધ્ધાં કોંગ્રેસના તમામ આગેવાનો ૧૯૧૯ના મોન્ટફર્ડ સુધારા સ્વીકારવા અને એને અમલમાં મૂકવા તૈયાર થયા હતા. ખુદ ગાંધીજી તો અમૃતસરના હત્યાકાંડની ધ્રુજાવનારી વિગતો જાણ્યા પછી યે મોન્ટફર્ડ સુધારા સ્વીકારવા ખુશી હતા. તિલકે પણ મોન્ટફર્ડ સુધારા અમલમાં મૂકવા માટે પોતાના જૂથનું જાહેરનામું બહાર પાડયું હતું.

**પરંતુ દેશની અંદર મહાન સામાજીક બનાવો બનવા શરૂ થયા. આ બનાવોએ ફરીથી રાષ્ટ્રીય આંદોલનમાં નવા વર્ગોને દાખલ કર્યા અને દેશના લાખો માણસોમાં રાષ્ટ્રીય જાગ્રતિની ચિનગારી ફેલાવી. પરિણામે તિલક અને ગાંધીજીને સુધારાઓ ફેંકી દેવાની ફરજ પડી.**

# તિલક મહારાજે નવા ઉદ્દામ બળોનો પડઘો પડયો

**બં**ગાળના ભાગલા પડયા પછીના દસકામાં વસ્તુઓના ભાવો અને ગરીબાઈ વધ્યાં હતાં. ત્યાર પછી લડાઇ આવી અને ઔદ્યોગિક વિકાસ શરૂ થયો. કાપડ અને બીજા ઉદ્યોગોના માલિકોએ લખલૂટ નફો કર્યો. તેમણે જનતા ઉપર–ખાસ કરીને ખેડૂતો અને નીચલા મધ્યમ વર્ગ ઉપર અસહ્ય હાડમારીઓ લાદી હતી. વળી,

ખિલાફતની ચળવળમાં લાખો ખેડૂતો અને કારીગરો લડાયક જુસ્સો લઇને બહાર આવ્યા હતા. તેઓ સાંસ્થાનિક સ્વરાજથી સંતોષાય તેમ નહોતા. ત્રાસવાદી જૂથો પણ લશ્કરની અંદર બળવાની ચિનગારી ચાંપવા માટે તનતોડ પ્રયત્નો કરી રહ્યા હતા.

**અને છેલ્લે હિંદનો કામદાર વર્ગ, જાગ્રત બનીને બહાર આવ્યો હતો અને પોતાની માંગો હલ કરવા માટે સફળ રીતે હડતાળનું હથિયાર ઉગામતો થયો હતો.**

આ નવાં લોકશાહી ઉદ્દામ બળોને સાંસ્થાનિક સ્વરાજ, શાંત બંધારણીય પ્રગતિ વગેરે જૂના આદર્શોથી સંતોષી શકાય તેમ નહોતું. તેમને તો સામાન્ય માણસની આઝાદી જોઇતી હતી. ઉગતા કામદાર વર્ગે હજી નવાં નવાં જ પોતાનાં વર્ગ સંગઠન–ટ્રેડ યુનિયનો ઉભાં કરવા માંડયાં હતાં. રાજકારણની બાળપોથી એ શીખતો હતો. અને એથી તેની પાસે કોઇ રાજકીય કાર્યક્રમ નહોતો. મવાળ શિક્ષિતોની જૂની નેતાગીરી આ નવાં બળોને દોરી શકવાને અશકત હતી. જેમ ૧૫ વરસ પહેલાં બ્રિટિશ માલનો બહિષ્કાર પોકારવાની કોંગ્રેસ નેતાગીરીને ફરજ પડી હતી તેમ આ નવાં બળોએ કોંગ્રેસ નેતાગીરી પર મોન્ટફર્ડ સુધારાઓ ફેંકી દેવાનું દબાણ આણ્યું. કોંગ્રેસ મવાળ નેતાગીરીના હાથમાંથી સરકી જતી હતી.

**તિલકે, જો કે મોન્ટફર્ડ સુધારાનો અમલ કરવાનું જાહેરનામું બહાર પાડયું હતું તો પણ તેમના જાહેરનામા પર નવાં રાજકીય બળોની ખૂબ જ અસર પડી હતી. આ જાહેરનામામાં કામદાર વર્ગ તેમજ ખેડૂત વર્ગ માટે માંગણીઓ રજૂ કરવામાં આવી હતી. રેલ્વેનું રાષ્ટ્રીયકરણ, પ્રાંતો માટે સ્વશાસન, કાયમી રૈયતવારીની પ્રથા વગેરે વસ્તુઓ પણ તેમાં હતી.**

જો કે આજના આઝાદી અને લોકશાહીના ખ્યાલોથી કયાં યે વેગળું હોવા છતાં તિલકનું જાહેરનામું લોકોને ઉદ્દામ લાગ્યું. મજુર પક્ષ સાથેના એમના પરિચયે અને એમની નજર સામે ફાટી નીકળતી હડતાળોએ તિલકને કામદારોની તાકાત બતાવી. અને એથીજ તો તેમણે કામદારોના હકોની માંગણી ઉઠાવી. આમ મવાળોમાં ઉદ્દામ ગણાતા તિલકે વધતી જતી આમ–લડતોની ભાષા બોલવા માંડી.

## હજી 'સ્વરાજ'ની કોઈ વ્યાખ્યા થઈ નહોતી

**રાષ્ટ્રીય ચળવળમાં જોડાયેલા નવા આગંતુકોએ–ઉગતા કામદાર વર્ગે, શહેરોની ગરીબ મધ્યમવર્ગી જનતાએ અને ગામડાંના કારીગર વર્ગે કોંગ્રેસની જૂની નેતાગીરીને શરણાગતિનો માર્ગ છોડવાની અને સુધારાઓ ફેંકી દેવાની ફરજ પાડી.**

**અમૃતસર કોંગ્રેસ વખતે ગાંધીજીએ જે સુધારા સ્વીકારવાની વાત કરી હતી તે હવે પાછળથી તેમણે બદલી.**

પહેલી અસહકારની લડત દરમ્યાન આખાય દેશમાં જે આમલડતનું મોજું ફરી વળ્યું તેણે સાફ સાફ બતાવી આપ્યું કે જનતા કેટલી જાગ્રત બની છે. સાથે સાથે એ પણ બહાર આવ્યું કે આમ ચળવળ કેટલી અપકવ હતી–લોકશાહી **આદર્શોને રાષ્ટ્રીય ક્રાંતિનાં બળોની પરિપકવ સમજણ વિનાની એ લડતમાં**

**જૂની સામાજીક વ્યવસ્થાને ફેંકી દેવા જમીનદારી પ્રથા સામેની હાકલ નહોતી કે જનતાની લોકશાહી ઈચ્છાઓનો અમલ કરવા માટે પુખ્ત વયનો મતાધિકાર અને બંધારણ સભાનો કોઇ કાર્યક્રમ પણ નહોતો.**

જો કે અસહકારની લડતમાં જનતાએ વીરતા દાખવી હતી તો પણ એ લડતના આદર્શ અને રીતિનીતિ તો જેઓ સ્થાપિત હિતોને ખોટું લગાડવા નહોતા ઈચ્છતા અને ક્રાંતિકારી બનાવોથી ભડકતા હતા તેમનાં હતાં. એની નેતાગીરી પહેલાની જેમ ઉપલા શિક્ષિત વર્ગોના હાથમાં જ હતી. તફાવત માત્ર એટલો જ હતો કે આ વખતે એ શિક્ષિત વર્ગ જરા વધુ ઉદ્દામ અને લોકોના વધુ સંપર્કમાં હતો. જૂના શિક્ષિત વર્ગની માફક તે પણ ઉપલા વર્ગોનાં હિતો રજૂ કરતો હતો અને જનતાના ક્રાંતિકારી પગલાંથી ભડકતો હતો.

જનતા સામે **"એક વર્ષમાં સ્વરાજ"** નું સૂત્ર રજૂ કરવામાં આવ્યું. પરંતુ એ **સ્વરાજ** કેવું હશે એ કોઇ જાણી શક્યું નહિ. ધનિકો, મજુરો, ખેડૂતો અને મધ્યમ વર્ગી લોકોએ એમાં પોતપોતાનું 'સ્વરાજ' જોયું.

**ગાંધીજીએ** ગર્જના કરી–આ શેતાની સરકાર સુધારીશકાય તેમ નથી, તેનો તો નાશ કરવો જોઇએ. એમણે રામરાજ્યની માંગણી કરી. **'એક વરસમાં સ્વરાજ'** ના સૂત્રની સાથે સાથે તેમણે શાળા કોલેજોનો બહિષ્કાર પોકાર્યો અને આમ જનતાને લડતને માર્ગે દોરી. રાષ્ટ્રીય આંદોલનનો એ ખૂબ જ પ્રેરક પ્રસંગ હતો. પરંતુ અહિંસાને નામે જનતાના લડાયક ખમીરને નિર્વીય કરવામાં આવ્યું. લોકશાહીનું કોઈ પણ નક્કર ચિત્ર જનતા આગળ રજૂ કરવામાં આવ્યું નહિ; કારણ કે ખુદ નેતાઓ જ સામ્રાજ્યની અંદર સાંસ્થાનિક દરજ્જો માંગવા સિવાય આગળ વધ્યા નહોતા.

અહીં ગાંધીજી પર સ્થાપિત હિતોની વર્ગીય અસર આવી. લોકો હિંસક બન્યા છે એવા ઉપરછલ્લા બહાનાં હેઠળ આખી યે લડતને સંકેલી લેતો **બારડોલીનો ઠરાવ** કોંગ્રેસનો આ વર્ગીય ઝોક બતાવે છે. **ચોરીચોરામાં** પોલિસ ચોકી પર થયેલા હુમલાને માટે જનતાને ધુત્કારી કાઢી. જમીનદારોનું ગણોત અટકાવી રાખવા માટે કોંગ્રેસે ખેડૂતોને ઠપકો આપ્યો; અને જમીનદારોને ખાતરી આપી કે કોંગ્રેસ એમના કાયદેસરના હકકો પર હુમલો કરવા માગતી નથી.

જ્યારે બ્રિટિશ શાહીવાદ અને તેણે રચેલી આર્થિક સામાજીક વ્યવસ્થા સામે ખેડૂતો જીવન મરણનો જંગ ખેલી રહ્યા હતા ત્યારે જમીનદારો માટે કોંગ્રેસે વ્યકત કરેલી આ હમદર્દી કાંઇ આકસ્મિક નહોતી. જે લોકો ઉપલા ધનિક વર્ગો સામેની લડતોથી ભડકતા હતા તેઓ એ દિવસોમાં આઝાદી અને લોકશાહીના પાયાવાળા સ્વરાજની નક્કર વ્યાખ્યા આપી શકતા નહોતા.

અહિંસાના તત્વજ્ઞાનની ખૂબ મોટી મોટી વાતો કરવામાં આવી હોવા છતાં યે તેનું મુખ્ય કામ આમજનતાની પ્રેરણા અને ક્રાન્તિકારી લડતોને અટકાવવામાં જ થયું છે.

**આથી, જ્યારે ૧૯૨૨માં અમદાવાદ કોંગ્રેસ અધિવેશનમાં હઝરત મોહાનીએ સંપૂર્ણ સ્વાતંત્ર્યનો ઠરાવ રજુ કર્યો ત્યારે ગાંધીજીએ એનો વિરોધ કર્યો;** એટલું જ નહિ પણ એમને સખત શબ્દોમાં

તોડી પાડયા હતા. સ્વાતંત્ર્યનો વિરોધ કરતાં ગાંધીજીએ કહ્યું કે, "અજાણ્યા ઉંડા પાણીમાં આપણે ઉતરવું ન જોઇએ. હઝરત મોહાનીની આ સૂચના તો આપણને અમાપ ઉંડાણમાં લઇ જાય છે."

જનતાએ ધકેલવા છતાં યે ઉપલા વર્ગની નેતાગીરી પોતાની મર્યાદાઓ વટાવી શકી નહિ. પરિણામે આખી યે લડત તૂટી પડી. અને સ્વરાજનું શું થયું એની કોઇને ખબર પડી નહિ. અસહકારની લડત દરમ્યાન જનતાનો અદમ્ય જુસ્સો જોવા છતાં યે નેતાગીરીના વિચારોમાં કાંઈ ફરક પડયો નહિ. બેલગામ અધિવેશનમાં પ્રમુખપદેથી ગાંધીજીએ એની એ જ જૂની ૨૦ વરસ પહેલાંની ગોખલેની વિનીત માંગણી ફરીથી મૂકી હતી.

**ગાંધીજીએ સ્વરાજની જરૂરિયાતો તરીકે નીચેના મુદ્દાઓ ગણાવ્યા હતા:**

( ૧ ) શારીરિક કામ મત આપવાની લાયકાત તરીકે ગણાવું જોઈએ.

( ૨ ) નાના નાના લશ્કરી ખર્ચો બંધ થવા જોઈએ.

( ૩ ) ન્યાય તંત્રને સસ્તુ બનાવવું જોઇએ.

( ૪ ) દારૂમાંની આવક બંધ કરવી.

( ૫ ) મોટા અમલદારોના પગાર ઘટાડવા જોઇએ.

( ૬ ) ભાષાવાર પ્રાંત રચવા.

( ૭ ) પરદેશીઓની ઈજારા પેઢીઓ તપાસવા એક કમિશન નીમવું.

( ૮ ) મધ્યસ્થ સરકારની કોઇ પણ આડખીલી વિનાની ખાતરી રાજાઓના હોદ્દાઓ માટે આપવી. દેશી રાજ્યોની પ્રજાને આશ્રયના હક્ક આપવો.

( ૯ ) કોઈ પણ લાયક માણસને માટે સૌથી સુંદર જગ્યા સુદ્ધાં ખુલ્લી રાખવી.

કોઇ પણ આ માંગણીઓને ક્રાંતિકારી કે વિશાળ ગણે તેમ નહોતું. ઉલ્ટું આ માંગણીઓ તો રાજતંત્રમાં સુધારા કરવા માટેની હતી; અને નહિ કે સત્તાની ફેરબદલી કે જનતાના મૂળભૂત હક્કો માટેની. સૌથી આશ્ચર્યની વાત તો એ છે કે રજવાડી આપખુદોના રક્ષણની બ્રિટિશ સરકાર પાસે ખાતરી માંગવામાં આવી હતી! જ્યારે દેશી રાજ્યની જનતાની કનડગત કરવામાં આવે તો બ્રિટિશ હિંદમાં તેને આશ્રય આપવાની માંગણી કરવામાં આવી હતી; અને છતાંય જાણે કે પોતે વધુ પડતી માંગણી કરી હોય તેમ માફી માગતાં ગાંધીજીએ જણાવ્યું કે, "હું આશા રાખું છું કે સ્વરાજની આટલી જરૂરિયાતોમાં તમને ઉટાવપણું લાગે તો એ સામે તમે હસશો નહિ."

અને આઝાદીની બાબતમાં ગાંધીજીએ જણાવ્યું કે, "હું તો સામ્રાજ્યની અંદર રહી સ્વરાજ મેળવવાનો પ્રયત્ન કરીશ; પરંતુ જો બ્રિટન ભૂલ કરશે તો એની સાથેના સંબંધો તોડી નાખવામાં હું ઢીલ નહિ કરૂં."

આમ, જનતાની લડતનું દબાણ જેવું ઓછું થયું કે તરત જ ઉપલા વર્ગોની નેતાગીરીને અનુકૂળ એવી સ્વરાજની બંધારણીય વ્યાખ્યા કરવામાં આવી.

## (૯)

# બંધારણીય શરણાગતિ સામે

# કામદાર વર્ગનો બુલંદ પટકાર

**પરંતુ બંધારણીય શરણાગતિની વચ્ચે પણ નવાં નવાં બળો માથું ઉચકતાં જતાં હતાં. જ્યારે ગાંધીજી મવાળ રીતે સ્વરાજની વ્યાખ્યા કરી રહ્યા હતા, ત્યારે કાનપુરની અંદર બ્રિટિશ શાહીવાદ મુઠ્ઠીભર માણસો પર 'સામ્રાજ્ય સામે કાવતરૂં' કરવાનો આરોપ મૂકી 'ન્યાય'નું નાટક ભજવી રહ્યો હતો. આ માણસોએ ગાંધીજીની અસહકારની લડતમાં ભાગ લીધો હતો. તેમાં અમદાવાદ કોંગ્રેસ અધિવેશનમાં આઝાદીનો બુલંદ પડકાર કરનાર ડાંગે અને મુઝફ્ફર એહમદ જેવા માણસો હતા. તેઓ કિસાન–કામદારોની આઝાદીની અને સમાજવાદની ઘોષણા કરતા હતા. તેમણે ઔદ્યોગિક રાષ્ટ્રીયકરણ અને સંપૂર્ણ લોકશાહીની માંગ બુલંદ બનાવી હતી.**

સાથે સાથે કામદારોની સીધી લડત પૂરજોશથી આગળ ધપી રહી હતી. રેલ્વે, કાપડ અને બીજા ઉદ્યોગોની અંદર હડતાળના હથોડા ઝીંકાતા હતા. આ લડતોમાંથી એક ખડતલ અને વર્ગ જાગ્રત કામદાર વર્ગ પોતાનું સંગઠન ઘડી રહ્યો હતો. સ્વતંત્ર ટ્રેડ યુનિયનો, સ્વતંત્ર કિસાન સભાઓના પાયા નંખાતા હતા. "**લોકોમાં જાવ**" નો ગાંધીજીનો સંદેશ નવી રીતે અમલમાં મૂકાતો હતો. જુવાન માણસો જેટલા ક્રાંતિકારી વિચારસરણી તરફ ખેંચાતા હતા તેટલા રેંટિયા તરફ નહોતા ખેંચાતા. એમાંના કેટલાકે રશિયન ક્રાંતિના સંદેશામાંથી પ્રેરણા મેળવી હતી તો કેટલાક ચીની યુવકોની આઝાદીની લડતથી મુગ્ધ બન્યા હતા.

શાહીવાદીઓએ આ ઉમટતા જુવાળને કોમી રમખાણોથી ડાંભવાનો નિષ્ફળ પ્રયત્ન કરી જોયો. શાહીવાદની ગોઝારી ચાલ સામે હિંદુ–મુસ્લિમ કામદારોએ હડતાળ ઝીંકી હાથમાં હાથ મિલાવ્યા. ઉદ્દામ વિચારસરણીથી ધમધમતાં યુવક મંડળો રચાયાં. તેમણે નેતાગીરીની ખુલ્લંખુલ્લા ટીકા કરી. તમામે શાહીવાદ વિરોધી ઉદ્દામ કાર્યક્રમની માંગ પોકારી.

**કામદાર વર્ગે હડતાળની લડતો દરમ્યાન નૂતન વિચારસરણી પચાવી લાલ ઝંડાને ફરકાવ્યો. કામદાર રાજ્ય અને સંપૂર્ણ સ્વાતંત્ર્ય માટેની પોતાની માંગ જાહેર કરી. એક નવી નેતાગીરી–કમ્યુનિસ્ટ નેતાગીરી નીચે શોષણ સામેની અને આઝાદી માટેની લડત કામદારોની નજરે એક બની.**

જૂની નેતાગીરી સંસ્થાનિક સ્વરાજથી સંતોષ માનવા તૈયાર હતી. પરંતુ કામદારોની સભામાં સૌથી પહેલું પોકારાયેલું સંપૂર્ણ આઝાદીનું સૂત્ર, અગાઉની માફક સ્વરાજના સૂત્રની જેમ ઠેર ઠેર ફેલાવા માંડ્યું.

૧૯૨૬ ના **મદ્રાસ અધિવેશનમાં** પંડિત જવાહરલાલ નહેરૂએ, જેઓ તાજેતરમાં જ યુરોપથી પાછા ફર્યા હતા અને ક્રાંતિકારી રશિયાની ઝાંખી પણ કરી આવ્યા હતા, તેમણે સંપૂર્ણ સ્વાતંત્ર્યનો ઠરાવ રજૂ કર્યો. આ રીતે તેમણે ખરેખર

હજારો નવયુવકો અને કામદારોની માંગણીનેજ રજૂ કરી હતી. શરૂમાં ગાંધીજીએ ઠરાવનો વિરોધ કર્યો પણ આખરે એ પસાર થયો.

નેતાગીરીએ માન્યું કે હવે તોફાન શમી ગયું છે; પરંતુ ઉદ્દામોને શંકા પડી કે નેતાગીરીએ બાંધછોડ કરી લીધી છે. આથી તેમણે આઝાદ મંડળો, યુથ લીગ, રિપબ્લીકન પાર્ટી વગેરે ઉદ્દામ સંસ્થાઓ સ્થાપવા માંડી અને સંસ્થાનિક સ્વરાજનું—બાંધ છોડનું સૂત્ર ફેંકી દેવાનો અને સંપૂર્ણ સ્વાતંત્ર્યની માંગ ઉઠાવવાનો પ્રચાર શરૂ કર્યો.

૧૯૨૮–૨૯ સુધીમાં તો આ દબાણ ખૂબ જ વધી ગયું. નહેરૂ કમિટીએ સંસ્થાનિક સ્વરાજના પાયા પર એક બંધારણ તૈયાર કર્યું; એમાં સુધારો મૂકનાર **સુભાષ બોઝ** સામે ગાંધીજીએ પોતાનું બળ એકઠું કરવા માંડ્યું. કિસાન–કામદારોની પાર્ટી તરફથી જમીનદારીનો નાશ, સંપૂર્ણ સ્વાતંત્ર્ય વગેરે માંગ ઉઠાવતો સુધારો મૂકવામાં આવ્યો. નેતાગીરીએ પોતાના અનુયાયીઓને જણાવ્યું કે જો એક વરસમાં સંસ્થાનિક સ્વરાજ નહિ મળે તો અમે સંપૂર્ણ સ્વાતંત્ર્ય માટે મત આપીશું.

૧૯૨૮–૨૯ સુધીમાં કોંગ્રેસની નેતાગીરી ખુદ ગણત્રીબાજ બની ચૂકી હતી. અને તેણે શાહીવાદ પાસે હિંમતપૂર્વક માંગણીઓ રજુ કરવાનું શરૂ કર્યું હતું. પહેલાનું બીકણપણું તેણે તજી દીધું હતું. અને હિંદી મૂડીવાદી વર્ગના વિકાસ સાથે તથા આખી યે રાષ્ટ્રીય ચળવળની આમતાકાત સાથે તેણે પોતાની માંગો વધુ સખત બનાવવાનો વિશ્વાસ કેળવ્યો હતો. તો પણ તે આમ જનતાની પછવાડે રહી ગઈ; પરિસ્થિતિની જરૂરિયાતોને વરતી શકી નહિ; અને પરિણામે બાંધછોડનો ભાગ ભજવ્યો.

૧૯૨૮–૨૯–૩૦ દરમ્યાન ઝડપી બનાવો બની ગયા. **હડતાળોના વિરાટ જુવાળ દેશના સમગ્ર વાતાવરણને વીજળીનો આંચકો આપતા અને આઝાદીની લડતમાં કામદાર વર્ગોનું મહત્વ સાબિત કરતો 'મિરત કાવતરા કેસમાં' જઈ અટકયો. કામદાર વર્ગના નેતાઓ પર ક્રાંતિ કરવાનો આરોપ મૂકાયો અને સમગ્ર જનતાની આંખો એ તરફ મંડાણી; જનતા ક્રાંતિના મદમાં હતી.**

## બાંધછોડની નીતિ સામે ભગતસિંહનો અવાજ

**આ** અરસામાં મધ્યમવર્ગી ક્રાંતિકારીઓનો સાણસો લંબાતો હતો. **ભગતસિંહ અને એના સાથીદારો** જનતાની જીભે ચડી ચૂકયા હતા. પંજાબ ધારાસભામાં પબ્લીક સેફટી બિલના કાળા કાયદા ( જેનો ઉપરી નોકરશાહોએ કમ્યુનિસ્ટો સામે ઉપયોગ કર્યો હતો ) ઉપર ચર્ચા ચાલતી હતી ત્યારે કોઇએ ધારાસભાની ગેલેરીમાંથી બોંબ ફેંકયો. સરદાર ભગતસિંહ અને એના સાથીદારોની ધરપકડ થઈ. અને તરત જ દેશમાં એક છેડેથી બીજે છેડે " ક્રાંતિ અમર રહો, કામદાર વર્ગની સરમુખત્યારી અમર રહો " નાં સૂત્રો ગાજી ઉઠયાં. કામદાર વર્ગનો બુલંદ અવાજ મધ્યમવર્ગી ક્રાંતિકારીઓ સુધી પહોંચી ગયો હતો.

**આ બન્ને કેસો બાંધછોડ સામેની, આઝાદી માટેની શાહીવાદ વિરોધી લડતનું ચિહ્ન બની ગયા હતા.**

આવા સંજોગો હેઠળ **લાહોર કોંગ્રેસમાં** સંપૂર્ણ સ્વાતંત્ર્યનો ઠરાવ સ્વીકારાયો. મવાળ નેતાગીરીને એ સ્વીકારવાની ફરજ પડી—જો કે તેણે બ્રિટિશ સાથે વાટાઘાટો કરવાનાં દ્વાર ખુલ્લાં રાખવાનો આગ્રહ કર્યો હતો. સુભાષ બોઝે ઉદ્દામ બળો વતી મૂકેલો પતરી સરકારનો કાર્યક્રમ ઉડી ગયો હતો.

આઝાદીનો ઠરાવ એક સીમા ચિહ્ન બન્યો; કારણ કે તેને લીધે નવી લડતનો માર્ગ ખુલ્લો થયો હતો. તો પણ લોકશાહી કાર્યક્રમના નક્કર પાયા ઉપર આઝાદીની વ્યાખ્યા કરવામાં નિષ્ફળ જતાં એ આખોયે ઠરાવ બાંધછોડીઆ નેતાગીરીના હાથમાં રમકડું બની ગયો. વાઇસરોય પરના કાગળમાં ગાંધીજીએ આખા યે ઠરાવને પોતાના ૧૧ મુદ્દાઓની અંદર રજૂ કર્યો.

તેમાં, દારૂબંધી, ૧૬ પેન્સનો રૂપિયો, મીઠાવેરો રદ, મહેસુલ, લશ્કરી ખર્ચ ને અમલદારોના પગાર ઘટાડવા, રાજકીય કેદીઓને છોડવા, સ્વરક્ષણ માટે લાઈસન્સવાળાં હથિયારો આપવાં, પરદેશી કાપડ પર રક્ષણાત્મક જકાત નાખવી વગેરે માંગો હતી.

ગમે તે ભોગે આઝાદ થવાની જનતાની જોરદાર તમન્નાને આવી વાહિયાત માંગોમાં રજૂ કરવામાં આવી હતી. આમાંની કેટલીક માંગો તો ખુદ મૂડીદારો, જમીનદારો અને રજવાડી આપખુદોની હતી.

સંપૂર્ણ સ્વાતંત્ર્યની ભાવનાને મારી મચડી કઇ રીતે સંસ્થાનિક સ્વરાજ તરીકે રજૂ કરવાના પ્રયત્નો થતા હતા તે, ગાંધીજીએ ૧૯૩૧ ના માર્ચની ૬ ઠી તારીખે એ. પી. એ. ના ખબરપત્રીને પૂર્ણ સ્વરાજની આપેલી વ્યાખ્યા પરથી સમજાય છે. પૂર્ણ સ્વરાજની વ્યાખ્યા આપતાં ગાંધીજી કહે છે:

"હું તમને એનો યોગ્ય ઉત્તર આપી શકું તેમ નથી. કારણકે પૂર્ણ સ્વરાજને મળતો યોગ્ય શબ્દ અંગ્રેજી ભાષામાં નથી. પૂર્ણ સ્વરાજ કોઇ પણ દેશ સાથેના જોડાણને બાતલ રાખતું નથી—અને ઇંગ્લાંડ સાથે તો નહિજ."

૧૯૩૦ ની ચળવળમાં પણ જનતાનો જબરજસ્ત જુવાળ છતાંયે લડત એના કાર્યક્રમ અને નીતિરીતિ ઉપર ભાંગી પડી. એક વરસમાં 'સમાધાન' થયું અને કોંગ્રેસે બીજી ગોળમેજીમાં ભાગ લીધો. આઝાદીનો ઠરાવ કચરાપેટીમાં જઇ પડયો.

પરંતુ જનતાનો અસંતોષ એથી કાંઈ શાંત ન પડયો. કોંગ્રેસ નેતાગીરીને જનતાની ખુમારી અને કામદાર વર્ગનો જુસ્સો ધ્યાનમાં લેવા પડયાં અને સ્વરાજના બંધારણમાં પુખ્ત મતાધિકાર અને જુદા જુદા વર્ગોનાં હિતોની વ્યાખ્યા આપવી પડી.

## કરાંચી ઠરાવમાં સંયુક્ત લોકશાહીનો પડઘો

અગાઉના બધા જ અસ્પષ્ટ અને સંદિગ્ધ ઠરાવોથી જુદો પડતો ઠરાવ **કરાંચી અધિવેશન**માં કરવો પડયો. બેલગામના અને કરાંચીના ઠરાવની સરખામણી કરતાં આ તફાવત ચોકખો દેખાય છે. **કરાંચીનો ઠરાવ કિસાનો, કામદારો અને મધ્યમ વર્ગી ક્રાંતિકારી જનતાની સંયુકત લોકશાહી લાગણીનો પડઘો પાડે છે. એ ઠરાવ પસાર થયો એનું કારણ, કોંગ્રેસમાંનાં તમામ લોકશાહી પ્રગતિશીલ બળોનું મવાળ નેતાગીરી પર સંયુકત દબાણ હતું.**

આમ છતાંય કરાંચીનો ઠરાવ સંપૂર્ણ સ્વાતંત્ર્ય, બંધારણ સભા, જમીનદારી અને રજવાડાંશાહીની નાબુદીની માંગણી કરતો નથી. આ તો હજી યે ઉદ્દામોનાં સૂત્રો જ રહ્યાં હતાં. પરંતુ, ઠરાવમાં ઓછામાં ઓછા પગાર ધોરણની માંગણીઓ, રાષ્ટ્રીયકરણ, બંધારણ સભા અને પુખ્ત મતાધિકારની ફકત નોંધ લેવામાં આવી હતી. **ઠેઠ ૧૯૨૬ની મદ્રાસ કોંગ્રેસ વખતે કમ્યુનિસ્ટ પાર્ટીએ પુખ્ત મતાધિકારના ધોરણે બંધારણસભાની માંગણી કરતું જાહેર નામું બહાર પાડ્યું હતું.** ત્યારે ૧૯૩૧માં એમાંની કેટલીક માંગો કામદારો અને મધ્યમ વર્ગના ટેકાથી કોંગ્રેસના પ્લેટફોર્મ પર આવી હતી.

ઓછામાં ઓછા પગાર ધોરણની માંગણી કરતા તિલકના જાહેરનામા વિષે જેમ બન્યું તેમ કરાંચીના ઠરાવની બાબતમાં પણ બન્યું. જનતાએ ઠરાવને ગંભીરપણે લીધો હોવા છતાં યે નેતાગીરીએ તેને બાંધછોડને માર્ગે આગળ લઈ જનારૂં (બીજી ગોળમેજીમાં ભાગ લેવાનું) એક હથિયાર જ બનાવ્યું. અથી જ તો નેતાગીરીએ ઠરાવમાં આઝાદી અને સત્તાની બાબતમાં મૌન સેવ્યું હતું.

## કોંગ્રેસમાં ઉદ્દામ જુથોનો જન્મ

**ગાં**ધી-ઈરવીન કરારોની નિષ્ફળતા, ગોળમેજી પરિષદનો ભવાડો ને ત્યારપછીની બીજી લડતોએ લોકોને નેતાઓની નીતિથી રીઢા બનાવી દીધા હતા. ૧૯૩૪ માં સમાજવાદના ધ્યેયવાળું અને કામદાર વર્ગ તરફી એક ઉદ્દામ જુથ કોંગ્રેસની અંદર ઉભું થયું—**એનું નામ કોંગ્રેસ સમાજવાદી પક્ષ.**

ઠેઠ ૧૯૨૮ થી કમ્યુનિસ્ટોની દોરવણી હેઠળ ચાલતી કામદાર વર્ગની સ્વતંત્ર ચળવળ, ૧૯૨૦ અને ૩૦ ની જબરી આમ લડતોનો અનુભવ, દુનિયાની કામદાર ચળવળની અસર તથા રશિયાની પહેલી પંચવર્ષીય યોજનાની ભવ્ય સફળતાએ અનેક પ્રગતિશીલોને સમાજવાદ તરફ આકર્ષ્યા હતા. આ બધાં કારણો કોંગ્રેસની અંદર આ નવા જૂથની સ્થાપના પાછળ પણ હતાં. કોંગ્રેસ સમાજવાદી પક્ષે ગાંધીજી અને જૂની નેતાગીરીની નીતિ સામે ટીકાઓ કરવી શરૂ કરી.

કમ્યુનિસ્ટો, જેઓ કામદાર લડતોની મોખરે રહેતા હતા તેઓ પણ કોંગ્રેસમાં હતા. કમ્યુનિસ્ટો અને સમાજવાદી પક્ષ બન્નેના સંયુકત મોરચા દ્વારા હિંદી કામદાર વર્ગનો અવાજ રાષ્ટ્રીય કોંગ્રેસમાં ગર્જવા લાગ્યો.

૧૯૩૪–૩૬ દરમિયાન ફરીથી હડતાળોનું એક વિરાટ મોજું ઉછળ્યું. હિંદ ભરના કાપડમિલ કામદારોની હડતાળ આમાં જબરી હતી. કામદારોની તાત્કાલિક માંગોમાંની એક રાજદ્વારી કેદીઓની મુકિતની હતી. આ હડતાળો દરમ્યાન મધ્યમવર્ગી ઉદ્દામો અને કામદાર વર્ગ વચ્ચે ગાઢ સંબંધો સ્થપાયા. આની અસર કોંગ્રેસમાં પણ પડી.

પરિણામે, કોંગ્રેસે આમવર્ગની લડતોને ટેકો આપવો જોઇએ; રાષ્ટ્રીય આઝાદીને મોરચે કોંગ્રેસ સાથે કિસાન સભા, ટ્રેડ યુનિયનો વગેરેને જોડવાં જોઇએ; શાહીવાદ, જમીનદારો, રાજાઓ અને મૂડીદારો સામેની

કામદાર કિસાનોની લડતોને ટેકો આપવો જોઇએ વગેરે માંગો બુલંદ બનવા લાગી. **ટૂંકમાં આ ઉદ્દામ બળોએ સ્થાપિત હિતો સાથેના જોડાણને ખતમ કરી શાહીવાદ સામે જનતાનો મજબૂત મોરચો ઘડવા માટે કોંગ્રેસ પર દબાણ આણવા માંડ્યું. રાષ્ટ્રીય સંગઠનના જૂના વિચારો—જેમાં** જુદા જુદા વર્ગોનું અસ્તિત્વ કે આઝાદીનો સહિયારો કાર્યક્રમ સ્વીકારાયો નહોતો—તેને સ્થાને જુદા જુદા વર્ગોના સહિયારા કાર્યક્રમ ઉપરના એક સંયુકત મોરચાની ભાવના ખીલતી જતી હતી.

**લખનૌ અને ફૈજપુરનાં અધિવેશનોના પ્રમુખપદે** પંડિત નહેરૂ હતા ત્યારે રાષ્ટ્રીય એકતા અને સંયુકત મોરચા માટેની ઝુંબેશને ખુબ જ વેગ મળ્યો.

ફ્રાંસ અને બીજા દેશોના કામદાર વર્ગની રાષ્ટ્રીય એકતા અને સંયુકત મોરચા માટેની લડતોમાંથી પ્રેરણા મેળવી પંડિત નહેરૂએ શાહીવાદ સામે એવો રાષ્ટ્રીય મોરચો ઘડવા માટે એક પરિષદ બોલાવી તેમાં **તેમણે ઉદ્દામ કાર્યક્રમ મૂક્યો જે દસ વર્ષ પહેલાં હિંદી કામદાર વર્ગે રજુ કર્યો હતો.** તે તેમણે આમ જનતાની આર્થિક માંગોના પાયા ઉપર કોમી એકતા ઘડવાનો સવાલ પણ ઉપાડી લીધો.

સોવિયેત યુનિયનની પહેલી પંચ વર્ષીય યોજનાની ભવ્ય સફળતાથી અંજાઈને પંડિત નહેરૂ સમાજવાદ પ્રત્યે આકર્ષાયા. સમાજવાદને ટેકો આપનાર સૌથી પહેલા કોંગ્રેસ પ્રમુખ પંડિત નહેરૂ હતા.

હવેથી, કોંગ્રેસનો ગાંધીવાદી રચનાત્મક કાર્યક્રમ ગાંધી સેવા સંઘ અને ગાંધીજીના ચુસ્ત અનુયાયીઓનો ઇજારો બની ગયો. સામાન્ય કોંગ્રેસજનનું ધ્યાન હવેથી રેંટિયાને બદલે બીજે વળવા માંડ્યું. કેટલાકે કામદારો અને કિસાનોની સંસ્થાઓ ઘડવાનું શરૂ કર્યું.

લખનૌ અધિવેશન વખતે કોંગ્રેસમાં નવો જુસ્સો આવ્યો હતો. અધિવેશનમાં રચનાત્મક કાર્યક્રમ અંગે કોઇ ઠરાવ કરવામાં આવ્યો નહિ એ હકિકત આ જુસ્સાની સાબિતી રૂપ છે.

ઠેઠ ૧૯૩૪ માં મુંબઈમાં અખિલ હિંદ ગ્રામોદ્યોગ સંઘ અંગે એક ઠરાવ પસાર કરવામાં આવ્યો હતો અને એ વિશે કોઈક નિર્દેશ કરવામાં આવશે એમ કોઈએ માન્યું હોત. પણ, ના એ ઠરાવ જ્યારે કોંગ્રેસ કારોબારી આગળ રજુ થયો ત્યારે એને આવકાર મળ્યો નહિ અને લખનૌ અધિવેશનની થોડા વખત પહેલાં જ અલ્હાબાદમાં મળેલી કોંગ્રેસ કારોબારીએ એને કાઢી નાખ્યો હતો.

આ સમાજવાદી જાગૃતિને પરિણામે કોંગ્રેસી ઉદ્દામોએ દેશી રાજ્યોની જનતાની લડતોને ટેકો આપવા માટે કોંગ્રેસમાં ઝુંબેશ ઉઠાવી. શાહીવાદ વિરોધી મોરચાને વધુ વિશાળ બનાવવાનો અને તેમાં તમામને આવરી લેવાનો આ બીજો પ્રયાસ હતો. કોંગ્રેસની નેતાગીરી દેશી રાજ્યોની પ્રજાકીય લડતોને ટેકો આપવા ઈચ્છતી નહોતી; છતાંય આમ જનતા અનેઉદ્દામ બળોના દબાણને વશ થઇ **લખનૌ કોંગ્રેસમાં** દેશી રાજ્યોની જનતા માટે આત્મનિર્ણય, નાગરિક ને લોકશાહી સ્વાતંત્ર્યનો સ્વીકાર કરતો ઠરાવ તેણે પસાર કર્યો. તો પણ તેણે દેશી રાજ્યોમાં માથું નહિ મારવાની નીતિ જાહેર કરી.

આંતરરાષ્ટ્રીય બનાવો અંગે પણ કોંગ્રેસે હવે ચોક્કસ વલણ લેવા માંડ્યું.

શાહીવાદી અને ફાસિસ્ટ યુદ્ધખોરો સામે તેણે વિશ્વશાંતિ માટે પોતાનો ટેકો જાહેર કર્યો. એબિસીનીઆ અને સ્પેન પરના ફાસિસ્ટ હુમલાઓ અંગે તેણે બેદરકારી સેવવાનું વલણ છોડી દીધું અને વિશ્વશાંતિ માટે ટેકો આપ્યો.

ચૂંટણી જાહેરનામામાં તેણે શાહીવાદી બંધારણ વિરૂદ્ધ હિંદનું લોકશાહી બંધારણ ઘડવા માટે બંધારણ સભાનું સૂત્ર પોકાર્યું.

**કરાંચી ઠરાવમાં રજૂ કરાયેલા મૂળભૂત હક્કોનો તેણે ફરીથી પડઘો પાડયો:**

**"હિંદી જનતાનું સાર્વભૌમત્વ અને રાજકીય તથા આર્થિક ભાવિ ઘડવાના તેના હક્કને રૂંધે એવું કોઇ પણ બંધારણ સ્વીકારવામાં આવશે નહિ. એવું બંધારણ એક રાષ્ટ્ર તરીકે હિંદની આઝાદીના પાયા ઉપર ઘડાયેલું હોવું જોઈએ અને તે બંધારણ સભા દ્વારાજ ઘડી શકાય."**

**બે મહાન લડતોમાં સંખ્યાબંધ આત્મભોગો આપીને, શાહીવાદ સામે ભવ્ય લડતો લડીને, સ્થાપિત મવાળ નેતાગીરી સામે વારંવાર અથડામણોમાં આવ્યા પછી કોંગ્રેસના કાર્યક્રમની અંદર આવાં લોકશાહી ધ્યેયો દાખલ કરી શકાયાં હતાં.**

ક્રાંતિકારીઓ અને કામદાર નેતાઓ સામેના શાહીવાદી કેસો, જૂની વિચારસરણી સામેની સતત લડતો અને ઝુંબેશને અંતે જનતાએ ઉપલા વર્ગની નેતાગીરી પાસે આ ધ્યેયોનો સ્વીકાર કરાવ્યો હતો.

# ચૂંટણી જાહેરનામાનાં વચનો

કોંગ્રેસના ચૂંટણી જાહેરનામામાં લાખો ખેડૂતોની અવદશાની નોંધ લેવામાં આવી છતાંયે એના એક માત્ર ઉપાય તરીકે જમીનદારી પ્રથાની નાબુદી એમાં સ્વીકારાઈ નહોતી.

ચૂંટણી જાહેરનામામાં કામદારોનો હડતાળ પાડવાનો હક્ક સ્વીકારવાનું પણ વચન આપવામાં આવ્યું હતું. પરંતુ વ્યવહારમાં એનું કાંઇ પરિણામ આવ્યું નહિ. એકંદરે ચૂંટણી જાહેરનામું શાહીવાદ સામેની લડતમાં હિંદી જનતાની એકતાને આગળ ધપાવે તેવું હતું. પરંતુ કોંગ્રેસની મવાળ નેતાગીરી ફરી વખત પોતાનાં તમામ વચનો ભૂલી ગઇ અને ફરી પાછા કોંગ્રેસના કાર્યક્રમ અને નીતિના સવાલો પર પ્રગતિશીલ ઉદ્દામ બળો તથા પ્રત્યાઘાતી મવાળ નેતાગીરી વચ્ચે અથડામણો થવા લાગી.

કોંગ્રેસમાંના ઉદ્દામોએ પ્રધાનપદાં સ્વીકારવાનો વિરોધ કરી (૧૯૩૫ ના) બંધારણ સામે સીધી લડતની માંગણી કરી. આમ છતાંય નવા બંધારણ અનુસાર કોંગ્રેસે પ્રધાનપદાં સ્વીકાર્યાં; પરંતુ પ્રધાનો થોડા જ મહિનામાં જનતાની ધારણાઓ-આશાઓને પૂરી કરવામાં નિષ્ફળ ગયા. જનતાને સંગઠિત કરવાના એક હથિયાર તરીકે પણ બંધારણ સામે લડત કરવામાં આવી નહિ. ઉલ્ટું કામદારોને માટે કોંગ્રેસી પ્રધાનોએ કાળા કાયદાઓ ઘડયા. તો કિસાનોની સામે થોડા ભીખના ટુકડા ફેંકવામાં આવ્યા. બંધારણ સભા અને લોકોના મૂળભૂત હકોને વિસારે પાડવામાં આવ્યા.

દરમ્યાનમાં કામદારો, કિસાનો,

**વિદ્યાર્થીઓ અને દેશી રાજ્યોની જનતાની લડતોનો જુવાળ ઉંચે ચઢવા લાગ્યો હતો. કામદાર વર્ગની પાર્ટી—કમ્યુનિસ્ટ પાર્ટીની તાકાત દિવસે દિવસે વધવા લાગી હતી. વાતાવરણ ગરમ થતું હતું. લોકો અધીરા બનતા હતા.**

ત્યાં તો બીજું વિશ્વયુધ્ધ ફાટી નીકળ્યું. મવાળ નેતાગીરીએ બ્રિટિશ શાહીવાદ સાથે ફરીથી બાંધછોડ કરવાનો પ્રયત્ન કર્યો, પણ નિષ્ફળ ગઇ. તેણે લોકોને કાબૂમાં રાખ્યા અને પછી આઝાદી, સાચી સત્તા કે બંધારણ સભા માટેનાં સૂત્રો બુલંદ ન કરતાં માત્ર વ્યક્તિગત સત્યાગ્રહની મંજુરી આપી.

પરંતુ, કોંગ્રેસ નેતાઓ ફરી પાછો સાચો માર્ગ ભૂલ્યા. તેમણે પોતાના સાચા ફાસિસ્ટ વિરોધી વલણને નકાર્યું અને જ્યારે દેશ પર ફાસિસ્ટ પંજો ઝઝુમી રહ્યો ત્યારે દેશના બચાવ માટે બહાર પડવાનો તેમણે ઈન્કાર કર્યો. ખરૂં જોતાં તો આ જાતનો રાષ્ટ્રીય બચાવ આઝાદી મેળવવાનો સાચો રસ્તો હતો. જ્યારે બ્રિટિશ શાહીવાદ સામે સારીયે હિંદી જનતાને એક કરવાની જરૂર ઉભી થઈ ત્યારે નેતાઓ રાષ્ટ્રીય એકતાને ઘડવામાં અને તેમાં મુસ્લિમ જનતાને ખેંચવામાં નિષ્ફળ ગયા.

વર્ગીય મર્યાદાઓથી બંધાયેલી કોંગ્રેસની નેતાગીરી જમીનદારી પ્રથાની નાબુદીનો સ્વીકાર કરી ખેડૂતોને આઝાદીને મોરચે સંગઠિત કરી શકી નહિ; હિંદની વિકસતી પ્રજાઓના આત્મ-નિર્ણયના હકકોનો સ્વીકાર કરી શકી નહિ.

કામદાર વર્ગની પાર્ટીએ આ હક્કોના સ્વીકારને રાષ્ટ્રીય એકતાના પાયા તરીકે જાહેર કર્યો હતો. પરંતુ કોંગ્રેસી નેતાગીરીએ એનો સ્વીકાર ન કર્યો અને રાષ્ટ્રીય બળોને છિન્ન ભિન્ન થવા દીધાં. અને જ્યારે ૧૯૪૬ માં રાષ્ટ્રીય ક્રાંતિ માટે જનતામાં જુવાળ આવ્યો ત્યારે પણ તેને સંગઠિત કરી દોરવાને બદલે નેતાગીરીએ બાંધછોડનો રાહ અપનાવ્યો. ખખડી ગયેલા બ્રિટિશ શાહીવાદે આને છુટકારાનો દમ ગણી આવકાર આપ્યો. બ્રિટિશ શાહીવાદે આ વાટાઘાટો દ્વારા પોતાના પાયા બને તેટલા જાળવી રાખવાનું વિચાર્યું. **આમ ક્રાંતિકારી જનતા અને ઉપલા વર્ગની બાંધછોડિયા નેતાગીરી—આ બે બળો વચ્ચેના આઘાતો અને પ્રત્યાઘાતોને પરિણામે ઓગસ્ટ ૧૫મીનો દિન ઉગ્યો છે.**



૧૫ મી ઓગસ્ટે હિંદી સંઘ યુનિયન જેકને ફેંકી દઇ તેને સ્થાને નવો ઝંડો લહેરાવશે. આનું મહત્વ આથીયે વધુ છે એ વિષે કોઇને શંકા નથી. પરંતુ એની શી કિંમત ચૂકવવી પડી છે? કોંગ્રેસે પોતાની આખીયે જીંદગી સમગ્ર હિંદની આઝાદી માટે કામ કર્યું અને આખરે બ્રિટિશ સત્તાને વિદાય કરવાની કિંમત રૂપે તેને ભાગલાનો સ્વીકાર કરવો પડયો છે!

બીજું, જ્યારે તમામ દેશી રાજ્યોની જનતા રજવાડી આપખુદોની ઘોર ખોદવા અધીરી બની હતી ત્યારે બ્રિટિશની પાંચમી કતાર જેવા રાજાઓ તેમના ખાસ હક્કો સાથે હિંદી સંઘમાં દાખલ થયા છે!

ત્રીજું, કોમી સલાહ સંપ વધવાને બદલે કોમી આંતરવિગ્રહ ચાલુ છે; અને પ્રત્યાઘાતીઓ તથા શાહીવાદીઓ કોંગ્રેસ તથા રાષ્ટ્રીય ચળવળને બદનામ કરવા માટે તેનો પૂરો ઉપયોગ કરી રહ્યા છે.

જમીનદારી પ્રથા નાબૂદ કરવા માટે

જોરદાર ઝુંબેશ ઉઠાવવાને બદલે જમીનદારી શોષણ સામે આંખ-આડા-કાન થઈ રહ્યા છે. અને એ રીતે ખેડૂત જનતા દૂર હડસેલાઇ રહી છે. હિંદી જનતાનું નવી રીતે શોષણ કરવાને માટે હિંદી અને બ્રિટિશ મૂડીદારોનાં ભાગીદારીનાં કાવતરાં ચાલુરૂપ ઉદ્યોગોનું રાષ્ટ્રીયકરણ કરીને અટકાવવાને બદલે કામદારોને ભોગે તેમની ખુશામત કરવામાં આવે છે.

કમ્યુનિસ્ટો સામે કાયદાનો ઉપયોગ થાય છે. શિસ્તને નામે સમાજવાદીઓને ધમકી અપાય છે. સાથે સાથે, કોંગ્રેસ તો લોકશાહી સમાજવાદમાં જ માને છે એવું કહીને સમાજવાદીઓની ખુશામત પણ કરવામાં આવે છે. બાંધછોડની નીતિ હવે ધીરે ધીરે સત્તાવાદી વલણમા ફેરવાતી જાય છે એ વિષે શંકા નથી. ૧૫ મી ઑગસ્ટે તેઓ પોતાના ધ્યેય પર પહોંચી ગયા છે એવું લોકોને [illegible] પ્રયત્ન થઈ રહ્યો છે.

દરેક જણ જાણે છે કે આપણા આખરી ધ્યેય પહોંચતાં પહેલાં હજી આપણે લાંબો પંથ કાપવાનો છે. તાજેતરનાં વરસોમાં કોંગ્રેસે જાહેર [illegible] કરેલા આદર્શો—જે આદર્શો લડા[illegible] જનતાના ઝંડાઓ પર લખાતા હત[illegible] હજી સુધી ફળ્યા નથી. સારૂ યે હિ[illegible] આઝાદ બન્યું નથી. શાહીવાદ કાબૂ હજી દૂર થયો નથી. હિંદ ભાગલા પડ્યા છે; અને ભૂખે મર[illegible] કામદારો—કિસાનોનો ભૂખમરો [illegible] ચાલુ છે. કાળા નોકરશાહો [illegible] મૂડીદારોના હાથમાં રહેલી સ[illegible] એ કાંઇ જનતાની સત્તા નથી.

હજી ફરીથી એકવાર હિંદ જાગ્રત કિસાન-કામદાર જનત[illegible] દેશને આઝાદીને પંથે આગળ ધ[illegible] વવો પડશે. આ બધાં વરસો દરમ્યાન આ જ બળોએ રાષ્ટ્રીય ચળવળને આગળ ધકેલી છે. સમાજવાદી કામદાર વર્ગ તમામ ઉદ્દામો, પ્રગતિશીલોને એક કરી આગળ ધકેલવા જોઈશે.

૧૫ મી ઑગસ્ટ આપણને ભાવિના ઉજ્જવલ પંથનું દર્શન કરાવશે કે ભૂતકાળમાં પાછા ધકેલશે એનો આધાર આ બળવા ઉપર જ રહેલો નિઃશંક, તેમની આકાંક્ષાઓ વિજ[illegible] [illegible] જ બનશે.



એમ. બી. રાવે, શ્રી "ન્યુ એજ" પ્રિન્ટીંગ પ્રેસ, ૧૯૦ બી, ખેતવાડી, મેઇન રોડ, મુંબઇ ૪
થી છાપી, પિપલ્સ પબ્લીસીંગ હાઉસ લિ., રાજભુવન, સેન્ડહર્સ્ટ રોડથી પ્રસિદ્ધ કર્યું.